[પ્રા]થમિક શાળાંમાં ઈનામ આપવા માટે
માનવંત સરકારે સ્વીકાર કર્યા છે.

# બાળ કાવ્ય.

અથવા

## બાળકો માટે કવિતા સંગ્રહ.

આવૃત્તી છઠ્ઠી.

છપાવી પ્રસિદ્ધ કરનાર

હોમી. સોરાબની કું૦.

( મરહુમ ફરદુનજી એ. કરાણીના છોકરાઓ. )

પુસ્તકો વેચનાર તથા પ્રગટ કરનાર,

ચંદનવાડી, મુંબઈ નં૦ ૨.

કિંમત ૩ આના.

૧૯૨૪.

આ પુસ્તક

૧૮૬૭ ના ૨૫ મા [illegible] રેજીસ્ટર કરાવ્યું છે.



---



---

આ પુસ્તક મી. મો. મિલર સુપરીન્ટેન્ડન્ટે મેસર્સ હોમી સોરાબની
કંપની વતી એ. ક. કરાણીમાટે બ્રિટીશ ઇંડિયા પ્રેસ,
મઝગામ—મુંબઇમા છાપ્યું છે

૧ લી જુલાઈ ૧૯૨૪

# પ્રસ્તાવના.

અંગ્રેજીમાં આવી જાતનાં પુસ્તકો ઘણાં પ્રગટ થાય છે. બાળકોને પસંદ પડે તેવી સરળ ગુજરાતી કવિતાઓનો સંગ્રહ કરી, તેઓની આગળ મૂકવામાં આવે, તો તેઓને રમુજની સાથે શિક્ષણ લેવાનું સહેલથી બની શકે, એવાજ હેતુથી આ બાળ-કાવ્યનો સંગ્રહ કરવામાં આવ્યો છે. અસલ હોપ સાહેબની ગુજરાતી ચોપડીઓમાંથી ઘણીક કવિતાઓ એકઠી કરી રાખવા લાયક હોવાથી આ કાવ્યમાં મોટે ભાગે તેનો સમાવેશ કરેલો છે; તેમજ કેટલીક કવિતાઓ બીજાં પુસ્તકોમાંથી પણ લીધેલી છે.

આ કાવ્ય રચવામાં ગુજરાતી બીજી ચોપડીથી સાતમી ચોપડી સુધીનાં ધોરણોમાં ઉપયોગી થઇ પડે તેવી ગોઠવણ રાખેલી છે. એટલામાટે આ કાવ્યને ત્રણ ભાગમાં વહેંચવામાં આવ્યું છે. પહેલો ભાગ—ગુજરાતી ધોરણો માટે, બીજો ભાગ—એંગ્લોવર્નાક્યુલર ધોરણોમાટે અને ત્રીજો ભાગ—આગળ વધેલા વિદ્યાર્થીઓમાટે છે.

આ કાવ્યમાં હોપ સાહેબની સીરીઝની કેટલીક કવિતાઓ દાખલ કરવા કેળવણી ખાતાના વડા (ડીરેક્ટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રક્શન) સાહેબે પરવાનગી ફરમાવેલી છે, તે માટે તેઓ સાહેબના અમે ઘણા આભારી છીએ. તેમજ બીજાં પુસ્તકોમાંથી કેટલીક કવિતાઓ લીધેલી છે, તેને માટે પણ તેના પ્રકાશકોનો ઉપકાર માનીએ છીએ. આ ચોપડીની કેટલીક ચુંટણી કરવા તેમજ પ્રુફો સુધારવામાટે રા૦ રા૦ છોટાલાલ મુળજીભાઇ ધરીઆ માસ્તરનો આભાર માનીએ છીએ.





*The thanks of the Compiler and the Publishers are gratefully tendered to the Director of Public Instruction for his kind permission to include in this collection some poems from the Gujrati Hope Series and also for sanctioning the book as a* **Prize-Book** *in primary schools.*

---

કેળવણી ખાતાના વડા સાહેબે મહેરબાનીની રાહે ગુજરાતી હોપ સીરીઝની થોડીક કવિતાઓ આ સંગ્રહમાં દાખલ કરવાની પરવાનગી આપી છે, તેમજ આ પુસ્તકને **ઈનામની ચોપડી** તરીકે પ્રાથમિક નિશાળોમાં વાપરવાની મંજુરયાત આપી છે, તે માટે પ્રવર્તાવનાર તેમજ પ્રગટ કરનારાઓ એઓ સાહેબનો બહુ આભાર માને છે.



# બાળ કાવ્ય.

## ભાગ પહેલો.

---

### ૧. ગુરૂ મહિમા.

પ્રથમ નમું ગુરુ દેવને, જેણે આપ્યું જ્ઞાન;
જ્ઞાને ગોવિદ ઓળખ્યા, ટળ્યું દેહ અભિમાન.
તત્વ સાર ત્રીલોકમાં, ગુરુ ગોવિંદજી રૂપ.
આદ્ય અંત્ય મધ્ય એક છે, હરિ ગુરુ એક સ્વરૂપ

---

### ૨. ચોપડી વિષે કવિતા.

#### ચોપાઈ.

સારી ચોપડીઓ શોભાય દૃષ્ટિ તે દેખી હરખાય;
પણ વિગતેથી જો વંચાય. તો તેમાથી કારજ થાય
જીવ ઘાલીને વાંચે જેમ, તેમા સમજણ આવે તેમ;
વાંચે પણ નહિ કરે વિચાર તે સમજે નહિ સઘળો સાર.

ક૦ દ૦ ડા૦

---

### ૩. નિશાળીઆને શિખામણ.

#### દોહરા.

નિત્યે જવું નિશાળમાં, ભણવું ચોઢી ચિત્ત;
ગુરૂની શિક્ષા માનવી, રૂડી રાખી રીત.
રાખો નહિ મન રમતમાં, સમજે સારી પેર,
નિશાળમાંથી નીસરી, જવું પાંસરૂં ઘેર.

ક૦ દ૦ ડા૦

---

## ૪. જૂઠ ને સાચ વિષે.

### દોહરા.

જૂઠું બોલે જે કદી, પાપી પૂરો થાય:
તે માટે બાળક તમે, ન કરો એ ઉપાય.
સાચામાં સુખ છે ઘણું, સાચે સૌનો સ્નેહ:
સાચે રાચે જગપતિ, સાચે શોભે દેહ.

ક૦ દ૦ ડા૦

---

## ૫. કાગડા વિષે કવિતા.

### દોહરા.

એહો માળો બાંધવા. ભાળો કાળો કાગ:
એ પાંખાળો બોલતો, નહિ રૂપાળો રાગ.
કોઈ લઈને કાંકરો, ચેંપે હણવા ચાહે:
ચિત્તમાં ચેતી ચતુર તે, જલદી ઉડી જાય.

ક૦ દ૦ ડા૦

---

## ૬. પોપટ વિષે.

### રાગ રામગ્રી.

પઢોરે પોપટ રાજા-રામના, સતી સીતા પઢાવે:
પાસે બંધાવી પાંજરૂં, મુખે રામ જપાવે. પઢોરે. ૧.
પોપટ તારે કારણે, લીલા વાંસ વઢાવું!
તેનું ઘડાવું પોપટ પાંજરૂં, હીરા રતને જડાવું. પઢોરે. ૨.
પોપટ તારે કારણે, શી શી રસોઇ રંધાવું!
સાકરનાં કરી ચૂરમાં, ઉપર ઘી પીરસાવું. પઢોરે. ૩.
પાંખ લીલી ને પગ પાંડુરા, કોટે કાંઠલો કાળો;
નરસઈયાના સ્વામીને ભજો, રાગ તાણી રૂપાળો. પઢોરે. ૪.

---

# ૭. ઉંદર વિષે કવિતા.

## ચોપાઈ.

વધ્યા ઉંદર હારોહાર, પકડયા પણ નહિ આવ્યો પાર;
રાતે તો માંડે રંજાડ, ધડબડ જાણે આવી ધાડ.
ખાસાં કપડાં કરડી ખાય, દીવાની દીવટ લઇ જાય;
એનો એક નહિ ઉપાય, મિની મળે તો મહા સુખ થાય.

ક૦ દ૦ ડા૦

---

# ૮. ચોરી વિષે કવિતા.

## દોહરા.

જે નર ચોરી જઇ કરે, સમજી તેમાં સુખ;
પાછળથી પસ્તાય છે, દેખે જ્યારે દુઃખ.
ચોરી ચાહન થાય છે, જ્યારે ચોર ઝલાય;
બાંધી મારે મહિપતિ, છેક ફજેતી થાય.

ક૦ દ૦ ડા૦

---

# ૯. કોયલ.

## વિષમ હરિગીત.

શાન્ત આ રજની મહીં મધુરો કહીં રવ આ—ટુહૂ,
પડિયો ઝીણો શ્રવણે અહીં? શું હું સ્વપ્નુઆં સુખ આ લહું?
મન્દ વાઇ સમીર આ દિશ જો વહે રવ એ ફરી,
નહિ સ્વપ્ન, એતો ગાન પેલી ગાય કોયલ માધુરી;
મધ્ય રાત્રિ સમે ત્હને અલી કોકિલા! શું આ ગમ્યું?
હાં, મેહુલો વરસી રહ્યો તેણેથી તુજ મનડું ભમ્યું;
દુઃખ નવ સ્વપ્ને દીઠું ને સુખ મહીં તું રેલતી,
આ રમ્ય રાત્રિ મહીં અધિક આનંદ ગાને ખેલતી.

( સાહિત્ય રત્ન. )

---

## ૧૦. ગુરૂ—સ્તુતિ.

### સાખિયો.

સદ્‌ગુરૂ ચરણે નમું, માગું પ્રેમ પ્રસાદ;
દયા કરીને દીજિયે, હરિ રસ અમૃત સ્વાદ. ૧
વાણી શકે ન વરણવી, સદ્‌ગુરૂ તણું સ્વરૂપ;
બુદ્ધિ બળ પહોંચે નહીં, ઉપમા રહિત અનૂપ. ૨
પ્રથમ પૂરણ પ્રેમ શું, વંદુ સદ્‌ગુરૂ ચર્ણ;
તાપ ટળે સંસારના, મટે જન્મ ને મર્ણ. ૩

( કાવ્ય દોહન. )

---

## ૧૧. ગાળાગાળી ન કરવી—કવિતા.

### દોહરા.

ભૂંડા ભૂંડું બાખતા, ખોટી ગાળો ખાય;
મોટા એવા મૂરખનો, જગમાંથી જશ જાય.
ભૂંડું બોલે જે ધણી, ગાળો દે, ને ખાય;
મૂરખ એને જાણવો, તે બહુ દુખિયો થાય.
જે બાળક કે બાળકી, બોલે જેવો બોલ;
નક્કી થશે નર નારમાં, તેનો તેવો તોલ.

ક૦ દ૦ ડા૦

---

## ૧૨. પોપટ વિષે કવિતા.

### દોહરા.

પોપટ બેઠો પાંજરે, બોલે મીઠા બોલ;
સુણતાં મનમાં સર્વને, ઉપજે હરખ અતોલ.

કોટે કાળો કાંઠલો, નમણું રાતું નાક;
અંગે લીલા રંગનો, ધારે ધણીની ધાક.
મીઠું બોલે મનુષ્યને, ઉપજે હેત અથાગ;
પોપટ પાળે પ્રીતથી, કોય ન પાળે કાગ.

ક૦ દ૦ ડા૦

---

## ૧૩. ચોખ્ખાઇ વિષે કવિતા.

### દોહરા.

ચોખ્ખી ચીજો રાખવી, ચોખ્ખાં પહેરો ચીર;
ચોખ્ખાં ઘર, ને ચોક પણ, ચોખ્ખે સુખી શરીર.
મધપૂડો રૂડો રચે, માખી રાખી માપ;
ડાઘાદુઘી ન દેખીએ, ખરેખરી શુધખાપ.
ચોખ્ખે ચિત્ત રાજી રહે, વળે શરીરનું વાન;
ચોખ્ખે સજ્જન ચારમાં, મળે મનુષ્યને માન

ક૦ દ૦ ડા૦

---

## ૧૪. સાચું બોલો—કવિતા.

### દોહરા.

સહીએ સંકટ સર્વ પણ, કહીએ સાચી વાત;
લઇએ સુખ પરલોકમાં, રહીએ સુખી દિન રાત.
સાચું તે શુભ છે સદા, જૂઠે દુઃખ દેખાય;
ક્રોડ ઉપાય કરી જુઓ, સાચેથી સુખ થાય.
સાચે કામ સરે સદા, જૂઠે નક્કી ન થાય;
કાગળની હોડી કરો, તેથી ન સિંધુ તરાય.

ક૦ દ૦ ડા૦

---

## ૧૫. મહેનત કરો—ભાગ ૧ લો.

### દોહરા.

પીવા ખાવા પહેરવા, અને ઓઢવા અંગ;
મળે મહેનતમાં થકી, રાતા પીળા રંગ.
ધરતીમાંથી ધાન્ય તો, થોકે થોકે થાય;
ખાંતે જો ખેડે નહિ, ખાવાનું શું ખાય ?
આપણને સૌ ઇશ્વરે, આપ્યા છે ઉપાય;
પણ બળતણ વાસણ વિના, શી રીતે રંધાય ?

---

## ૧૬. મહેનત કરો—ભાગ ૨ જો.

### દોહરા.

તે તો તું તૈયાર કર, કાંકરી આપે કાય ?
તારે તારા અર્થનું, હાલ વખત જે હોય.
નથી લટકતાં લુગડાં, તે ઝાડે તૈયાર;
વાવી, કાંતે, જો વણે, થાય સરસ સણગાર.
માટે મે'નત જો કરે, ઘેર રહી પર ઘેર;
ચાકરી કરતાં ભાખરી, પામે રૂડી પેર.

ક૦ દ૦ ડા૦

---

## ૧૭. ઘર વિષે કવિતા.

### ભુજંગી છંદ.

છજાં જાળિયાં માળિયાં ખુબ છાજે,
રૂડાં બારીએ બારણાં તો બિરાજે;
ચણ્યાં પાણિયારાં રસોડાં રૂપાળાં,
ચણ્યાં ઈંટથી ને દિસે છે ચુનાળાં,

તુટે કે ન ખુટે ભર્યાં નીરનાં ટાંકાં,
પીએ ખેંચી પાણી વળી લોક વાંકાં;
મીઠા બોલ બોલે સૂડા શુદ્ધ મેના,
જડ્યાં પિતળે પાંજરાં રંગી જેનાં.
બની બેઠકો ને કઠેરા અગાશી,
સુવા સેજ ને હીંચકે ખાટ ખાસી;
ગલીચા બિછાવી ગમે તેવી રીતે,
ભલા ભૂપતિનાં કીધાં ચિત્ર ભીંતે.

ક૦ દ૦ ડા૦

---

## ૧૮. ભાઈ બેન વિષે કવિતા.

### ચોપાઈ.

મળી આપણુ જણુ બને બેન, સંપી રમીએ તો સુખ ચેન;
લડે રડે તો સઘળો શોક, લાજ ઘટે ને નિંદે લોક.
બળવંતા પરમેશ્વર બાપ, અમને સંપ સદા તું આપ;
જેથી સુખમાં દહાડા જાય, કદીએ લેશ કલેશ ન થાય.
હળતાં મળતાં બાળક હોય, કદીએ લડે રડે નહી કોય;
રમે જમે ને ગીતો ગાય, માતા મનમાં રાજી થાય.

ક૦ દ૦ ડા૦

---

## ૧૯. આંબાની ઘટા.

### વસંત તિલકા છંદ.

હે વૃક્ષ આંબ અવલંબન વેલી કેરા!
વિશ્વોપકારી તુજમાં ગુણુ છે ઘણેરા;
મોરે કરે વન સુવાસિત તું વસંતે,
અર્પે પ્રમોદ અલિ કોકિલને તું અંતે.

ત્રૈલોક્યમાં રતિ પતિ નિજ રાજ્ય થાપે,
તારા અમોઘ ફુલના શરના પ્રતાપે;
આવે અતિથિ જ્યમ પંખીગણો તું પાસે,
ગ્રીષ્મે વસે ત્યમ પશુ તુજ છાંયવાસે.

(સાહિત્ય વિલાસ૦)

## ૨૦. પરમેશ્વરની પ્રાર્થના.

### દોહરા.

ઓ ઇશ્વર તું એક છે, સરજ્યો તેં સંસાર.
પૃથ્વી પાણી પર્વતો, તેં કીધાં તૈયાર.
તારા સારા શોભિતા, સૂરજ ને વળી સોમ;
તે તો સઘળાં તેં રચ્યાં, જબરૂ તારૂં જોમ.
અમને અદકાં જ્ઞાન ગુણ, તેનો તું દાતાર;
ભૂલે પાપી પ્રાણીઓ, એ તારો ઉપકાર
કાપ કલેશ કંકાસને, કાપ પાપ પરિતાપ;
કાપ કુમતિ કરૂણા કરી, કાપ કષ્ટ, સુખ આપ.

ક૦ દ૦ ડા૦

## ૨૧. સર્વવ્યાપક વિષે કવિતા.

### દોહરા.

આસપાસ આકાશમાં, અંતરમાં આભાસ;
ધાસ ચાસની પાસ પણ, વિશ્વપતિનો વાસ.
ભોંમાં પેસી ભોંયરે, કરીએ કાંઇ વાત;
ઘડીએ મનમાં ઘાટ તે, જાણે જગતનો તાત.
ખાલી જગ્યા ખોળીએ, કણી મૂકવા કામ;
ક્યાંએ જગકર્તા વિના, ઠાલું ન મળે ઠામ.

ક૦ દ૦ ડા૦

# ૨૨. નઠારા નિશાળીઆ વિષે.

## ભુજંગી છંદ.

બીજા સર્વ પેઠા પછી આપ પેસે,
બીજા સર્વ બેઠા પછી આપ બેસે;
ન ધારે ગુરૂજી કહે તેજ ધારો,
નિશાળે જઇ તે શીખે શું નઠારો. ૧

સમાસાંજ સૂવા તણી વાત સૂજે,
પછી પાઠ તે વાંચતાં પાય ધ્રૂજે;
લખે જેમ લીટા ભણે તો લવારો,
નિશાળે જઈ તે શીખે શું નઠારો. ૨

ભલી જોડણી તે નહી જોડી જાણે,
અતિશે ન ચિંતા થકી ચૂક આણે;
ભરે લેખણો ભાગીને જેમ ભારો,
નિશાળે જઇ તે શીખે શું નઠારો. ૩

કરે હાથ મેલા થકા પોથા મેલી,
ઘણો તો ગવાળો ભરે જેમ ઘેલી;
લીખો લેખીએ લૂગડાંમાં હજારો,
નિશાળે જઈ તે શીખે શું નઠારો. ૪

વડી વાર વાતે વળે વાત વાળો,
તમે બાળકો તે તણો સંગ ટાળો;
ન આવે કશી વાતનો એક આરો,
નિશાળે જઈ તે શીખે શું નઠારો. ૫

લડે ને વઢે કાં પડે આડ પાસે,
પછી આપણું રૂપ પૂરૂં પ્રકાશે;
ખરો બોલ લાગે સુણી ખૂબ ખારો,
નિશાળે જઈ તે શીખે શું નઠારો. ૬

નિશાળે ગુરૂને નડે કર્મ ફૂટયો,
છુટે તો પછી માંકડો જેમ છૂટયો;
પિતા માતને તે નહી પુત્ર પ્યારો,
નિશાળે જઈ તે શીખે શું નઠારો. ૭

ઘણે જોર નિશાળમાં લાવી ઘાલો,
નહી ઠીક શીખે રહે ઠોઠ ઠાલો;
ભરે ભીખીને પેટ કાં વેચી ભારો,
નિશાળે જઈ તે શીખે શું નઠારો. ૮

ક૦ દ૦ ડા૦

---

## ૨૩. જગકર્તા વિષે.

### ચોપાઈ.

જગકર્તાએ જગમાં જેહ, ઉપજાવી વસ્તુઓ તેહ;
સુખ પામે તેથી સંસાર, ગુણ ગણતાં નહિ પામે પાર.
પૃથ્વી પાણી પ્રૌઢ પહાડ, ઝાડીમાં જે ઝાઝાં ઝાડ;
બળદો હય હાથી બળવાન, વાહન તે જેવાં વૈમાન.
ચંદ્ર રવિ તારા ચળકાટ, ઠીક ઠરાવ્યો તેનો ઠાઠ;
સમા સમાના સુખનો સાજ, કીધા માનવીઓને કાજ.

---

## ૨૪. પંખીડાં.

### મંદાક્રાંતા.

રે પંખીડાં ! સુખથી ચણજો, ગીત વા કાંઈ ગાજો,
શાને આવાં, મુજથી ડરીને, ખેલ છોડી ઉડો છો ?
પાસે જેવી ચરતી હતી આ, ગાય તેવોજ હું છું,
ના ના કો દી, તમ શરીરને, કાંઈ હાનિ કરૂં હું.

ના પાડી છે, તમ તરફ કૈં, ફેંકવા માળીને મ્હેં,
ખુલ્લું મ્હારૂં, ઉપવન સદા, પંખીડાં સર્વને છે;
રે રે ! ત્હોયે, કુદરતી મળી, ટેવ બ્હીવા જનોથી,
છો બ્હીતાં તો, મુજથી પણ, સૌ ક્ષેમ ત્હેમાંજ માની.

(સાહિત્ય રત્ન.)

---

## ૨૫. હોલો, હોલી અને પારધી.

### રાગ કાફી. પદ.

કપોતની કહે છે રે, કંથ મારૂં કહ્યું કરો;
સીંચાણાનો ભેં છે રે, પારધીએ બાણ ભર્યો; ટેક.

અહીંથી ઉડી જૈ અળગાં રહિયે, આ દેશ તજી પરદેશ;
મરમ વચન પીયુ મારાં રે માનો, લાજ નહીં લવલેશ;
પ્રમાદને મેલો રે, રાંક વેણ રૂદે ધરો; કપોતની. ૧

કપોત કંથ કહે કાયર કામની, હોનાર છે તે હશે;
શત્રુનું સાલ તે સેજમાં ટળશે, કર્યું કર્તાનું થશે;
હરદે હરિ રાખો રે, મુખે કૃષ્ણ કૃષ્ણ ઉચરો; કપોતની. ૨

અહી ડસ્યો પારધીને પાયે, ડગ્યો બાણ તે વાર;
સીંચાણાનું છેદાયું શિર, કૃષ્ણ કરણી કરતાર;
ભાવે ગુણ ભાખો રે, ભવજળ તરો તરો; કપોતની. ૩

તન તરૂવર પ્રાણ પંખીડો, પ્રવૃત્તિ નિવૃત્તિ બે નાર;
અહંકાર અહી ને જરા પારધી, ક્રોધ સીંચાણો નિર્ધાર;
મુકુંદ મનમાંથી રે, પ્રભુ નવ રાખો પરો; કપોતની. ૪

કાવ્ય દોહન.

---

## ૨૬. પ્રભાત વિષે.

### રાગ—રામકળી.

રંગીલું પ્રભાત આજ રંગ રંગ લાગે.—
રંગીલું પ્રભાત આજ૦—ટેક૦

રંગીલું પ્રભાત આજ, શો સજ્યો સુનેરી સાજ;
પવન લે'કી ઠંડી તાજી, ખીલ્યાં પુષ્પ બાગે.—
રંગીલું પ્રભાત આજ૦

પારિજાત ગૂલકળી, મોગરા ગુલાબ તણી;
લપટમાંહ્ય લટ્ટુ ભ્રમર, ભમે જાગ જાગે!—
રંગીલું પ્રભાત આજ૦

મીઠા સ્વર પક્ષી કરે, અંગમાં ઉમંગ ભરે;
ભેરવી—અલાપ સુણી, ભીડ સંધી ભાગે.—
રંગીલું પ્રભાત આજ૦

ઉદ્યમે ઉમંગી મન, સ્નાનથી પવિત્ર તન;
ઉત્તમ અભ્યાસ થકી, ભાગ્ય—ઉદય આગે!—
રંગીલું પ્રભાત આજ૦

સર્વોત્તમ બ્રહ્મગાન, ઉદ્યમ નહિ એ સમાન;
સફળ દિવસ ધન્ય આજ, અનુભવ અનુરાગે!—
રંગીલું પ્રભાત આજ૦

ત્રિવિધ તાપ ટળે રોગ, નિત્ય નિત્ય નવા જોગ;
વિજય પાકું તેજ જે, પ્રભાતે રંગ રાગે!—
રંગીલું પ્રભાત આજ૦

સાહિત્ય વિલાસ.

## ૨૭. ઇશ્વર સ્તુતિ.

### દોહરા.

જ્યારે ફરવા નીસરૂં, બા'ર શહેર બજાર;
બહુ નિર્ધન નજરે પડે, દુખીઓ સૌ સંસાર.
જે બખશિસ મુજને કરે, સમર્થ સરજનહાર;
તે સઘળાનો કયમ કરી, માનીશ હું ઉપકાર.
યોગ્ય નહિ તો પણ અધિક, આપ્યું જગજીવન;
બહુ ભૂખ્યા ઘર ઘર ભમે, મુજને ખાવા અન્ન.

### ચોપાઇ.

ધરતી દરિયો ને આકાશ, તે તારી કીર્તિ પ્રકાશ;
જ્યાં દેખું ત્યાં ભારી કામ, નહિ રે ફોકટ કંઇ પણ ઠામ.
જશ છે મોટા તારા બાપ, પ્રભુ મુજને તું ભક્તિ આપ;
નીતિ સંગ સદાએ થાપ, અહીંનાં સંકટ સર્વે કાપ.
(સત્ય પ્રકાશ)

---

## ૨૮. અટકચાળો જીવો.

### દોહરા.

એક અડપલો છોકરો, જીવો જેનું નામ;
અતિશે કરતો અડપલાં, જઇ બેસે જે ઠામ.
કાગળ કાં લેખણ છરી, જે જે વસ્તુ જોય;
ઝાલે ઝૂમી ઝડપથી, હીરા જેવી હોય.
ના ના કહી માને નહિ, કહ્યું ન ધારે કાન;
એને પણ દિન એકમાં, સર્વ વળી ગઈ સાન.
ડોસો ચશ્માં ડાબલી, મેલી ચડીઆ માળ;
અતિ આનંદે અડપલે, તે લીધાં તત્કાળ.

ચશ્માં નાક ચડાવીઆં, ખાડાળાં તે ખૂબ:
ડાબલી લીધી દેખવા, ધારીને પગ ધુંબ.
ઢીલું ન હતું ઢાંકણું, જબરૂં કીધું જોર;
ઉઘડતાં તે ઉછળ્યું, કીધો શોર બકોર.
આંખો મોં ઉપર પડી, તેમાંથી તપખીર;
ફાંફાં મારે ફાંકડો, ધારી ન શકયો ધીર.
ચશ્માં નાંખ્યાં ચોકમાં, છીં છીં છીંકો ખાય;
થાકયો તે થૂ થૂ કરી, જીવો રોતો જાય.
ચોળે ત્યાં તો ચોગણો, આંખે અંધો થાય;
ડોસે દીઠો દીકરો, ચશ્માંના ચૂરાય.
ડોસે ડારો દઇ કહ્યું, હસવું ને થઇ હાણ;
લાડકડા એ લાગનો, જીવા છે તું જાણ.
ચશ્માં તો વસમાં થયાં, ડબીએ વાળ્યો દાટ;
જીવે ફરીને જીવતાં, ઘડયો ન એવો ઘાટ.

ક૦ દ૦ ડા૦

---

## ભાગ બીજો.

---

## ૨૯. પ્રભુમય જીવન.

### તોટક.

મુજ જીવન આ પ્રભુ ! તુંથી ભરૂં,
બલદે, અભિલાષ હું એહ પુરૂં.
મુજ દેહ વિષે, વળી આત્મ વિષે,
જડ ચેતનમાં પ્રભુ વાસ વસે.
શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં,
પ્રભુ વ્યાપી રહો મુજ અંતરમાં !
મુજ જીવન કેરૂ રહસ્ય ઉંડું,
બન પ્રેરક[1] ચાલક[2] શાસક[3] તું.

---

૧. પ્રેરણા કરનાર. ૨. ચલાવનાર. ૩. શિક્ષા કરનાર.

# ૩૦. પ્રાણીપર દયા રાખવા વિષે.

## નારાચ છંદ.

જુઓ પીડાથી જેમ આ પીડાય પિંડ આપડો,
પીડા કર્યાથી તેમ તે પીડાય પ્રાણી બાપડો ;
મદાંધ થઇ ન મારશો જરૂર જીવ જાણીને,
અરે દિલે દયા ધરો પીડા કરો ન પ્રાણીને.
રચ્યા અવેવ ઇશ્વરે જુઓ સહુ શરીરના,
તમોથી તે બને ન લાખ વાતથી લગીરના;
વિચારીને અધિક ઠીક બીક ઉર આણીને,
અરે દિલે દયા ધરો પીડા કરો ન પ્રાણીને.
ધરો ન ચર્ણ ઘોબ પ્રાણીને ગરીબ ધારીને,
ખરેખરા ખુશી થશો ન, મિત્ર ! જીવ મારીને;
ન ઘાતની વિશેષ વાત વર્ણવો વખાણીને,
અરે દિલે દયા ધરો પીડા કરો ન પ્રાણીને.
બનાવનાર એક ઇશ આપણોજ એહનો,
તથા મળેલ તેહને ઉદાર પ્યાર તેહનો;
ભલે હરે ફરે પ્રભુ દીધેલ સુખ માણીને,
અરે દિલે દયા ધરો પીડા કરો ન પ્રાણીને.
ભરી ગજાથી ખૂબ ભાર કેમ માર મારીએ,
ગરીબ જીવ બાપડાની વેદના: વિચારીએ;
કરો કદી ન ક્રૂર કર્મ પાપનું પિછાણીને,
અરે દિલે દયા ધરો પીડા કરો ન પ્રાણીને.
કરે અધર્મ કર્મ જંતુ પાય પાંખ તોડીને.
પરોવી શૂળમાં કરે ખરાબ ખેલ ખોડીને,
નિશાન માંડીને કરે વિનાશ તીર તાણીને,
અરે દિલે દયા ધરો પીડા કરો ન પ્રાણીને.

ક૦ દ૦ ડા૦

---

## ૩૧. વિચારીને બોલવા વિષે.

### ઉપેંદ્રવજા છંદ.

સુવાકયથી સ્નેહ સદૈવ વાધે, કુવાકયથી કલેશ હમેશ લાધે,
અરે કરો એક વિવેક આણી, વિચારીને યાર ઉચ્ચાર વાણી.
સુવાકયથી વિશ્વ બધું વખાણે, કુવાકયથી કીર્તિ જનો ન જાણે.
પડે ચડે જીભ વડેજ પ્રાણી, વિચારીને યાર ઉચ્ચાર વાણી.
પ્રજા જુઓ પોપટ ઘેર પાળે, સુએ સુઇ ઘુડ શકે ન ભાળે,
ઉચ્ચારનું કારણ એજ જાણી, વિચારીને યાર ઉચ્ચાર વાણી.
ભલી જીભે ભાઇ ભલાઇ તો લે, બુરી જીભે લોક બુરાઇ બોલે,
ગરીબ કે રાજકુમાર રાણી, વિચારીને યાર ઉચ્ચાર વાણી.
સુવાકયથી દૂધ દહીં ઘી દેશે, અમૂલ્યનુ મુલ લગાર લેશે,
કુવાકયથી પાય પળી ન પાણી, વિચારીને યાર ઉચ્ચાર વાણી.
મુખેથી રે માનવી વેણ મૂકયું, ફરીથી તેં તે ન ગળાય થૂકયું,
વિમાસશો એવી હશેજ હાણી, વિચારીને યાર ઉચ્ચાર વાણી.
છરા તણે છેદ ઉપાય સૂઝે, કુવાકયનો કાપ કદી ન રૂઝે,
ન કાચની કોઠી મટેજ કાણી, વિચારીને યાર ઉચ્ચાર વાણી.
ભલો બુરો તોપ તણો ભડાકો, હવા વિષે હોય જતો હડાકો,
કહો તમે કેમ શકાય તાણી, વિચારીને યાર ઉચ્ચાર વાણી.

### દોહરો.

વિચારીને વાણી વદો, કદી ન વણસે કામ;
ભાર તોલ તો જન ભલા, રાખે દલપતરામ.

---

## ૩૨. માનો ગુણ.

### ભુજંગી છંદ.

હતો હું સુતો પારણે પુત્ર નાનો,
રડું છેક તો રાખતું કોણ છાનો !
મને દુઃખી દેખી દુખી કોણ થાતું ?
મહા હેતવાળી દયાળીજ મા તું.

સુકામાં સુવાડે ભીને પોઢી પોતે,
પીડા પામું પંડે તજે સ્વાદ તો તે;
મને સૂખ માટે કરૂં કોણ ખાતું ?
મહા હેતવાળી દયાળીજ મા તું.
લઇ છાતી સાથે બચી કોણ લેતું ?
તજી તાજું ખાજું મને કોણ દેતું ?
મને કોણ મીઠાં મુખે ગીત ગાતું ?
મહા હેતવાળી દયાળીજ મા તું.
પડું કે ખડુ તો ખમા આણી વાણી,
પડે પાંપણે પ્રેમનાં પુર પાણી;
પછી કોણ પોતાતણું દૂધ પાતું ?
મહા હેતવાળી દયાળીજ મા તું.
મને કોણ કે'તું પ્રભુ ભક્તિ જુકતી ?
ટળે તાપ પાપે મળે જેથી મુક્તિ;
ચિતે રાખિ ચિંતા રૂડું કોણ ચા'તુ ?
મહા હેતવાળી દયાળીજ મા તું.
તથા આજ તારૂં હજી હેત તેવુ,
જળે માછલીનું જડયું હેત જેવું;
ગણીતે ગણ્યાથી નથી તે ગણાતું,
મહા હેતવાળી દયાળીજ મા તું.
અરે એ બધું શું ભલું જૈશ ભૂલી,
લિધી ચાકરી આકરી જે અમૂલી;
સદા દાસ થૈ વાળી આપીશ સારૂં,
મહા હેતવાળી દયાળીજ મા તું.
અરે દેવના દેવ આનંદ દાતા !
મને ગૂણ જેવો કરે મારી માતા;
સમો વાળવા જોગ દેજે સદા તું !
મહા હેતવાળી દયાળીજ મા તું.
શિખે સાંભળે એટલા છંદ આઠે,
પછી પ્રીતથી જો કરી નિત્ય પાઠે;
રિઝી દેવ રાખે સુખી સર્વ ઠામે,
રચ્યા છે રૂડા છંદ દલપત્તરામે.

---

## ૩૩. વિદ્યા વિષે.

### છપ્પો.

લક્ષપતિ તો લાખ, દીઠા નિર્માલ્ય પ્રમાણે,
જાય રાયનું રાજ્ય, રૂપ પણ રહે ન ટાણે;
કુળ પણ હોય કલંકી, જોર જોતામાં જાયે,
જોબન પણ વહી જાય, વંશ નિર્વંશી થાયે;
નહિ રાજ ચોર કે અગ્નિ ભય, માગ મુકાવે બહુ થકી,
સત પુરૂષો મન માનજો, સદ્ વિદ્યા છે શુભ સહુ થકી.

---

## ૩૪. ગુણ.

### છપ્પો.

ગુણની આગળ ભૂપ, સરીખા રહે કર જોડી;
ગુણની આગળ રૂપ, જુએ નિત્ય આધું ઓઢી;
ગુણની આગળ ગર્થ, ઘણેરા ફેરા ખાયે,
ગુણ આગળ દાતાર, માન માગવા જાયે;
ગુણનાં માન ઘણાં કરે, જે માન નહિ ભૂપને,
શામળ કહે ગુણે રાચજો, રખે રાચો કોઇ રૂપને.

---

## ૩૫. પિતાની સેવા.

### ભુજંગી છંદ.

છડો હું હતો છોકરો છેક છોટો,
પિતા પાળી પોષી મને કીધ મોટો;
રૂડી રીતથી રાખતા રાજી રાજી,
ભલા કેમ આભાર ભૂલું પિતાજી.
ચઢી છાતીએ જે ઘડી મુછ તાણી,
કદી અંતરે રીસ આપે ન આણી;
કહ્યું મેં મુખે તે કર્યું હા જી હાજી,
ભલા કેમ આભાર ભૂલું પિતાજી.

પ્રભુજી કરો આ પ્રલે સર્વ પાપો,
કૃપાનાથ, મારૂં મહા કષ્ટ કાપો.
તમે સર્વથા સર્વદા શુદ્ધ લીધી,
કૃપાળુંપણે સંકટે સાહ્ય કીધી;
વિના આપ આ કોણ જાણે વિલાપો ?
કૃપાનાથ, મારૂં મહા કષ્ટ કાપો.
ધરૂં અંતરે આપની એક આશા.
ભણું આપ આગે દુખે દીન ભાષા;
થવા માફ મારાં તમે પાપ માપો,
કૃપાનાથ. મારૂં મહા કષ્ટી કાપો.
વડા વેગ લાવી ચઢો મારી વારે,
જશે શોક નાસી થશે દષ્ટી જ્યારે;
કશા કલેશથી કેમ રે'શે કળાપો,
કૃપાનાથ, મારૂં મહા કષ્ટ કાપો.
કરે કષ્ટ નષ્ટાષ્ટકે કોય પ્રાણી.
પ્રભૂ પ્રાર્થના જો પુરો પ્રેમ આણી;
સરે અર્થ સર્વે ઠરે થીર ઠામે,
રચ્યા છે રૂડા છંદ દલપત્તરામે.

---

## ૩૯. આબુનું વર્ણન (કવિતા).

### ભુજંગી છંદ.

ભલો દૂરથી દેખતાં દીલ ભાવ્યો,
ચઢી જેમ આકાશમાં મેહ આવ્યો;
દીસે કુંડનો દેવતા વીજ જેવો,
દીઠો આજ આબુ ગિરિ રાજ એવો.
તિથિ પૂનમે શોભિતા સાંજ ટાણે,
બન્યા ઘંટ બે સૂર્ય ને સોમ જાણે;
દીપે દેવ હાથી કહે કોઈ કેવો,
દીઠો આજ આબુ ગિરિ રાજ એવો.

કદી ઉપરે જૈ જુઓ આંખ ફાડી,
ઝુકી ઝાડનાં ઝુંડની ઝાઝી ઝાડી;
મહા સ્વાદુ માગ્યો મળે મીષ્ટ મેવા,
દીઠો આજ આબુ ગિરિ રાજ એવો.
વસે વાઘ ને વાંદરાં સિંહ હર્ણા,
ઝરે નિર્મળા નીરનાં નિત્ય ઝર્ણા;
શિળો ને સુગંધી વહે વાયુ તેવો,
દીઠો આજ આબુ ગિરિ રાજ એવો.
ભલા ફુલની ત્યાં ફુલી ફુલ વાડી,
કુવા વાવ ને કુંડ ઓપે અગાડી;
વડાં દેવળોમાં વસે વાસ દેવો,
દીઠો આજ આબુ ગિરિ રાજ એવો.
બન્યા બંગલા ને બન્યાં ત્યાં બજારો,
રૂડા રોજગારી કરે રોજગારો;
મળે માલ લેનારને હોય લેવો,
દીઠો આજ આબુ ગિરિ રાજ એવો.
તહાં તેર ગાઉં તણે તો તળાવે,
પીવા ગામ અગ્યારના લોક આવે;
જહાં જેઠ માસે ન દીસે પ્રસેવો,
દીઠો આજ આબુ ગિરિ રાજ એવો.
અષાડે પરાં વાદળાં પાસ આવે,
જતાં વેંત જેવાની જુકિત જણાવે;
ધુમાડો ધુણીનો તમે જેમ ટેવો,
દીઠો આજ આબુ ગિરિ રાજ એવો.
જૂનાં જૈનનાં હિંદુનાં સ્થાન જેમાં,
અતિ ખ્યાત છે અર્બુદા દેવી એમાં;
કહી તે કથા જાણવા જોગ કામે.
રચ્યા છે રૂડા છંદ દલપત્તરામે.

## ૪૦. નામદાર શાહેનશાહને આશિર્વાદ.

### રાહ.

અચળ અમલ અમપર કર રાજેશ તું. (૨)*
ઇશ તું—ઇશ તું—ઇશ તું.
ન્યાય સુધારો દુઃખ હરનારો,
રામ સમો ઇશ તું. (૨)——અચળ અમલ ૧.
કીર્તિ પતાકા ફરફરે,
ને અરિ સકળ મન થરથરે;
જશ તુંજ વધે—જગત બધે—સુર સૌ નમે
રામ સમો ઇશ તું. (૨)——અચળ અમલ ૨.

---

## ૪૧. હિંમત.

### છપ્પો.

કોઇ દિન અમૃત અહાર, કોઇ દિન લુખી ભાજી;
કોઈ દિન પળવું પાય, કોઇ દિન ચઢવા વાજી.
કોઇ દિન સુંદર સેજ, કોઇ દિન ભોમી સુવું;
કોઇ દિન વિવાહ હોય, કોઇ દિન રીસે રોવું.
કોઇ દિન રળવું ઘણી રીઝથી, કોઇ દિન ખોવા દામને;
શામળ કહે હિંમત ન મુકીએ, સંભારીએ શ્રી રામને.

---

## ૪૨. પસ્તાવાનાં કામ કરવા વિષે.

### અનુષ્ટુપ છંદ.

ઠાલો ઠોઠ નિશાળે જે, ગાળે વેળા ગપ્પો વડે,
મૂછાળો મૂર્ખ મોટો થૈ, પસ્તાવામાં પછી પડે.
છાવરે દુષ્ટતા છાની, તે ચૌટે અકલે ચડે;
ત્યાં તે તો દુષ્ટ તોફાની, પસ્તાવામાં પછી પડે.

---

* કૌંસમાં જ્યાં આવી "(૨)" નિશાની કરેલી છે ત્યાં તે લાઇન બે બે વખત બોલવાની છે.

ફૂલાંણ્યો ફાંકડો ફૂલે, ખૂબ ખર્ચેજ જો જડે,
દેવાળુ નીકળે ડૂલે, પસ્તાવામાં પછી પડે.
જીવિકા વૃક્ષને જોઇ, છેદે છે થોભીને થડે;
ભૂખના દુઃખથી રોઇ, પસ્તાવામાં પછી પડે.
મૂર્ખ જે તાત માતાને, નાની ઉમરમાં નડે;
સંભારી સુખદાતાને, પસ્તાવામાં પછી પડે.
ભાવ લઇને ભેગનો ભૂકો, ધાલીને ધાટ જે ઘડે;
તે ધંધો થાય છે ટુંકો, પસ્તાવામાં પછી પડે.
ભૂલતાં ભૂલ જો ભાખે. તો તેને લડવા તડે;
ચૂકના સ્વાદને ચાખે, પસ્તાવામાં પછી પડે.
પારકી પુંજીને પેખી, ધારણા ન રહે ધડે,
ખત્તાના ખેદને દેખી, પસ્તાવામાં પછી પડે.
બુઢ્ઢાને બાળકી આપી, બાંધે છે મીંઢળ મડે;
પિતા પુત્રી તણો પાપી, પસ્તાવામાં પછી પડે.
સ્નેહી સંબંધીની સાથે, લાકડી લઇ ઉભો લડે;
મોટી પીડા પડે માથે, પસ્તાવામાં પછી પડે.
ફૂલ પાન ફળો ગંધો, સંભાળે નહિ તો સડે;
અંતે તે આળસુ અંધો, પસ્તાવામાં પછી પડે.
તાજી બુદ્ધિ ધરો તીખી, મેલી ધો ઉન્મત્તની;
શિક્ષા સાચી લહો શીખી, દીક્ષા છે દલપત્તની.

---

## ૪૩. મરણનો ભય છે માટે પ્રભુને ભજવો.

### ભોજા ભગતની કવિતા (ચાબખા).

જીવને શ્વાસતણી સગાઇ, ઘરમાં ઘડી ન રાખે ભાઇ,
બાપ કહે છે બેટા અમારો, માતા મંગળ ગાઇ,
બેની કહે છે બંધવ અમારો, ભીડ પડે ત્યારે ભાઇ રે;
જીવને શ્વાસતણી સગાઇ, ઘરમાં ઘડી ન રાખે ભાઇ.
લિંપ્યું ને ગુંપ્યું આંગણું, ને કાઢયારે વેળા થઇ,
અડશોમાં તમે અભડાશો, એમ લોક કરે ચતુરાઇ રે;
જીવને શ્વાસતણી સગાઇ, ઘરમાં ઘડી ન રાખે ભાઇ.
ઘરની નારી ઘડી ન મૂકે, અંતે અળગી રહી,

ભોજો ભગત કહે કંથ વળાવી, તરત બીજાને ગઈ રે;
જીવને શ્વાસતણી સગાઈ, ઘરમાં ઘડી ન રાખે બાઈ.
પ્રાણીઆ ભજી લેને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર,
ધન દોલત ને માલ ખજાનો, પુત્ર અને પરિવાર;
તે તો તજી તમે જાશો એકલા, ખાશો જમના માર રે;
પ્રાણીઆ ભજી લેને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર.
ઉંચી મેડી ને અજબ જરૂખા, ગોખ તણો નહિ પાર,
છત્રપતિ તો ચાલ્યા ગયા, તેનાં બાંધ્યાં રહ્યાં છે બાર રે;
પ્રાણીઆ ભજી લેને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર.
ઉપર ફૂલડાં ફરફરે, ને હેઠે શ્રીફળ ચાર,
ઠીક કરી એને ઠાઠડીમાં ઘાલ્યો, પછી પુઠે પડે પોકાર રે;
પ્રાણીઆ ભજી લેને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર.
સેજ તળાઈ વિના સુતો નહિ, ને કરતો હુનર હજાર,
ખોરી ખોરીને બાળશે, જેમ લોઢું ગાળે લુહાર રે;
પ્રાણીઆ ભજી લેને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર.
શ્મશાન જઈને ચેહ ખડકી, તે ઉપર કાષ્ટનો ભાર,
અગ્નિ મૂકીને અળગા રહે, પછે અંગે જરે અંગાર રે;
પ્રાણીઆ ભજી લેને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર.
સ્નાન કરવા સૌ ચાલીઆં, મળી નર સઘળા ને નાર,
ભોજો ભગત કહે દશ દહાડા રોઈને, વળતી મૂક્યો વિસાર રે;
પ્રાણીઆ ભજી લેને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર.

---

## ૪૪. ધનવંતના ધર્મ વિષે.

### દોધક છંદ.

નિર્જળ ગામ નવાણુ ગળાવો, વાંવ કૂવા નદી તીર તળાવો;
શોધી જૂના ફરી સઘ સુધારો, તે ધનના ધણી ધર્મ તમારો.
ધીંગી રચો રૂડી ધર્મશાળાઓ, જ્યાં નરનારી રહે નબળાઓ;
તે જનના તન તાપ નિવારો, તે ધનના ધણી ધર્મ તમારો.

ચોખ્ખી વિશાળ નિશાળ ચણાવો, બાળકને ભલી ભાત ભણાવો;
ઉંમર આખી તણા ઉપકારો, તે ધનના ધણી ધર્મ તમારો.
આદરવી વડી ઔષધશાળા, દુઃખ તજે જન જાત દુખાળા;
લે સુખ બાળક રોગી બિચારો, તે ધનના ધણી ધર્મ તમારો.
ભાળી ભિખારી દયા ભરી ભાખો, રોટલી નાખી ભિખારી ન રાખો;
હોય ઉઠાવ ઉદ્યોગ હજારો, તે ધનના ધણી ધર્મ તમારો.
અંગ ગળેલ જળેજ અંધા, ધારી શકે નહિ ધીરજ ધંધા;
એ જન પાળન પુંજી ઉધારો, તે ધનના ધણી ધર્મ તમારો.
સંપી સુધારી હરેક શિરસ્તો, સૌ સુખસાજ કરો બહુ સસ્તો;
નિત્ય વિચાર રચો ન નકારો, તે ધનના ધણી ધર્મ તમારો.
જઈ પરદેશ દુકાન જમાવો, લાખ કળા પરલોકની લાવો;
હોંસ ધરો, નહિ હિંમત હારો, તે ધનના ધણી ધર્મ તમારો.
કાવ્ય કળા કવિ પાસ કરાવો, ધીર જુગોજુગ નામ ધરાવો;
ઓ જન જોગ જડે નહિ આવો, લો દલપત્ત કહે શુભ લાવો.

---

## ૪૫. ટેવ પડી તે ટળે નહિ.

### ભુજંગી છંદ.

શિલા શ્વાનની પૂછડી સાથ સાંધી,
જુઓ જુક્તિથી જાળવી બંધ બાંધી;
કરી પાંસરી તો ફરી વાંક વાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી?
અઢારે વળ્યાં ઉંટનાં અંગ વાંકાં,
કહો ઢાંકીએ તો રહે કેમ ઢાંક્યાં?
સુએ ભુતળે તો જુએ આભ ભાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી?
જુઓ નાગની જાતની ટેવ જે છે,
રીઝે તો રમે ને ખીજે તો ડસે છે;

પુરા પ્રેમથી રાખીએ ઘેર પાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ?
પુરા પુષ્પના પુંજમાં હીંગ પેસે,
નહિ હીંગને પુષ્પનો પાસ બેસે;
ભલે માથું ફૂટી મરે કોય માળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ?
ધરી દૂધમાં ને કરી સાબુવાળા,
ધુઓ કોયલાને જુઓ હોય કાળા;
નહિ કોઇ કાળે મટે જાત કાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ?
કહો પાણીના પૂરને કોણ થોભે ?
ચડે શાવડે નેવનાં નીર શોભે ?
રહે ખાડમાં રાખશે કોય ખાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ?
લઘુ વૃક્ષ વાળ્યું વળે જેમ વાળો,
ટળે તેમ છોટાપણે ટેવ ટાળો:
ફૂડી કે રૂડી દુષ્ટની કે દયાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ?
ક્રિયા કેળવો મેળવો ગુણ તેમાં,
નિતી ભેળવો હેળવો જીવ એમાં;
પઢે પાઠ આ તે ભલી ટેવ પામે,
રચ્યા છે રૂડા છંદ દલપત્તરામે.

---

## ૪૬. વિદ્યા વધારવા વિષે.

### ભુજંગી છંદ.

બહુ બાગમાં ઝાડનાં ઝુંડ થાવા,
મચે મૂળમાંથી પુરાં પાણી પાવા;
તમે તેમ સૌનો ચહો હાલ સારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો.

કૃપાળુ બનીને નિશાળો કરાવો,
વળી સર્વના સુખનાં બીજ વાવો;
કરી વાડ રૂડી કરે જેમ કયારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો.
રચ્યા ચાવણું ચાવવા દાંત દેવે,
જુઓ જ્ઞાન આપ્યું પિતામાત જેવે;
પઢાવે પુરો તે ખરો પાળનારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો.
પઢેલો નહિ તે પશુ તુલ્ય પ્રાણી,
પઢેલોજ તે માનવીમાં પ્રમાણી;
વડું પુણ્ય વિદ્યા દીધાથી વિચારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો.
ખરેખાત વિદ્યા ખજાનો ન ખૂટે,
ઠગે ના ઠગારા લુટારા ન લૂટે;
જુઓ જે વડે જીવ જીવે હજારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો.
ઠગાઈ જશે જે હશે ઠોઠ ઠાલો,
દુખે ડૂબતો દેખીને હાથ ઝાલો;
તરી પાર તેને તમે તો ઉતારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો.
લખી વાંચશે એજ છે આંખવાળું,
ભણી જાણશે એજ જાણો જીભાળું;
ધરે નારી ને મર્દનો એજ ધારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો.
પઢેલો કદીકે કરે કષ્ટ ચૂરો,
પઢેલો નહિ તેજ પસ્તાય પૂરો;
પછી માનશે ધિક્કક આ જન્મ મારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો.

ખરે ખાત આ વાતમાં માલ મોટો,
કહું છું કથી કે નથી છેક છોટો;
ઠરાવો નિશાળો તમે ઠામ ઠામે,
મુખે એજ માગ્યું દલપત્તરામે.

## ૪૭. દેશાટન વિષે.

### દોહરા.

વિદેશમાં વિચર્યા વિના, પેટ ન પૂર્ણ ભરાય;
પશુઓ પણ પ્રભાતથી, જંગલ ચરવા જાય.
ઘેર રહે લક્ષ્મી ધણી, હોશે કેમ હમેશ;
રાજા રાજ્ય વધારવા, વિચરે દૂર વિદેશ.
વિદ્યા સદ્‌ગુણ વિનયતા, હોય ચપળતા હામ;
ડરે ન પરદેશે જતાં, દેખે તે નર દામ.
વિદેશમાં વિચર્યા વિના. મળે ન મોટું માન;
સમુદ્રમાં વખણાતશું, સીપ તણાં સતાન.
સુખે વિદેશે સંચરો, કરો ભલેરાં કામ;
પ્રેમ ધરી વિધી પાળતાં, નિર્મળ કરવું નામ.
જો ધનની ઇચ્છા ધરો, તો ખરૂં માની ખચિત;
મહા સમુદ્ર મથન કરો, એજ અનાદ રીત.
પ્રયાણ કરી પરદેશમાં, પરવરી લાંબે પંથ;
કોટિ કળા કૌશલ્યના, ગુણીજન લાવો ગ્રંથ.

## ૪૮. કાલનો ભરોંસો નથી.

### દોહરા.

"આજ મને અવકાશ ક્યાં? કરીશ કામ એ કાલ;"
જે મૂર્ખો આવું બકે, તેના હાલ હવાલ.
એક ઘડીપર ભાવ ક્યાં? કોણે દીઠી કાલ?
કાલ કાળ લઇ આવશે, ઉડી જશે વરાળ.

તરિયો તે તુંજ બાપનું, આગળ ઘોર અખાત;
વાટ જોઇ બેસી રહે, રહીશ ઘસતો હાથ.
ભવ પાણી આવી ચઢે, તરવું અતિ મુશ્કેલ;
મોજાં ચઢશે જોસથી, સમજ વેઠીઆ બેલ.
નહિ કરતો તું વાયદા, કરજે સઘળું હાલ;
બુંડા ભવિષ્યના પેટમાં, ગુપ્ત કાળ વિકરાળ.
જે કરવું તે આજ કર, કાલે શો અવકાશ;
વધુ કામ ટાલે નડે, આજ થકી સુણ ખાસ.
ટુંકી મુદત માનવી, નિત્ય માગણી થાય;
વધે કામ ક્ષણ ક્ષણ જવે, આયુષ ઘટતું જાય.
માટે માગે સુખજો, બંને ભવની માંય;
કાલ ભરોંસે ના સુઇશ, કર જે હમણાં થાય.
અગવડથી સગવડ મળે, દુ:ખ વેઠે સુખ હોય;
કામ કરી આરામ કર, નહિ તો પાછળ રોય.
ઘસડી જઇ આ ઘર પછી, પુછશે જમ જવ સ્વાલ;
જવાબ શો બે'રામ દે, કીયા કામની કાલ.

---

## ૪૯. સાહસ ન કરવા વિષે.

### ચોપાઇ.

ઘોઘા પાટણ ગામ ગંભીર, નિરમળ છે અરણવનાં નીર;
ભુપતસંગ એક બારે ભૂપ, રાજ તેજ રૂડેરૂં રૂપ.
મહા મનોહર નિર્મળી મતિ, રૂડી કરમની રેખા રતી;
લાડકવાયો તેને તંન, મહીપતિને મન તે તો ધન.
વહાલો પ્રાણ થકીજ પ્રતાપ, અધિક લાડકો આપો આપ;
ઘેલો અળવતણો છે ઘણું, લક્ષણ લાખ કરોડો તણું.
ગયોજ આપ સરોવર તીર, નારી ભરતી'તી ત્યાં નીર;
ઉભો રહ્યો પાણીને ઘાટ, વનિતાઓ આવે તે વાટ.
ભર્યું બેઢું ને પાળે ચડી, રાજપુત્રની દૃષ્ટે પડી;
ગલોલ હતી તેના હાથમાં, નાંખી ગોળી સહીઅર સાથમાં.

નગર શેઠની જે દીકરી, મદોન્મત્ત જોબન મદ ભરી;
જોબન રૂપ તણું છે જોર, અહંકાર પૂરો અંકોર.
છુટયો ગલોલો તે ત્યાં ગયો, ઘડો કુંવરીનો કાણો થયો;
ચાલી ધાર ને નીકળ્યું નીર, ભીંજયું ચંપક વરણું ચીર.
તેને વકારી વખાણી સહુ, તારો બાપ છે બળીઓ બહુ;
તમસરખાં સાંખી ઘર જશે, બીજા ગરીબની શી ગત થશે ?
બાળક બુદ્ધિ હતી તે બાળ, દીધી મુખ ઘણેરી ગાળ;
બારી બોલ તે ભામિનિ ભણી, માએ મુક્યા બમતા જણી.
કુંવર સાંભળો તેવું કાન, પડયો નરમ જેમ પીપળ પાન;
સાથી કહે બુડયું તાહરૂં, કહ્યું કરે નહિ તું માહરૂં.
ગાળો ખાઓ કામનિ કાજ, આગળ શું કરશોજી રાજ ?
રીસે ભરાણો રાજ કુમાર, બેહું ફોડયું તોડયો હાર.
નગર શેઠ જુકતે જાણિયું, અધિક ઝેર આપે આણિયું;
રાય તજવું છે તારૂં ગામ, નહિ રૂડાને રહેવા કામ.
લાડકવાયો સુત તાહરો, નહિ ધર્મ રહેવા માહરો;
રાજા કહે તજશો નહિ ગામ, મારૂ પુત્રને હું તો દામ.
તે વાતનો કોલજ દીધ, ફરી વાસ રહી તેને કીધ;
પ્રધાન પ્રીછીને તે પેર, કહ્યું કુંવરને જઇ તે વેર.
ચેતે તો ચેતાવું હું, હમણા ઘેર ન જાઇશ તું;
તું સમજે ગુનો સાંખશે, જોતામાં મારી નાંખશે.
માસ છ માસ વિદેશે જાઓ, જો ચિત્તમાં કંઇ રૂડું ચાહો;
વચન સાંભળી વિવિધ વિવેક, લીધો ઘેરથી પોપટ એક.
પાછે પગલે પંથે વળ્યા, પ્રધાન પુત્ર મિત્રને મળ્યા;
અરે બાંધવા ક્યાં જાઓછો ? આવડા કાં દુખીઆ થાઓછો.
માંડી કહી છે તેને વાત, દેશવટો દીધો છે તાત;
પ્રધાન સુત કહે સાથે થાઉં, તુજ વિયોગે અન્ન ન ખાઉં.
સોંડયા બે બાંધવ તે સાથ, હોંસે પોપટ બેઠો હાથ;
રાત દિવસ ને સાંજ સવાર, મારગ મેલે અપરમપાર.

અઘોર વનમાં તે જઇ ચઢયા, દિશા ન સુઝી ભુલ્યા પડયા;
ઉનાળે અગ્નિની ઝળ, થયા ખરા મધ્યાનજ કાળ.
ન મળે કહીં નવાણુજ નીર, સુકી ગયાં તે શુભ શરીર;
પાણી પાણી ઝંખે ઘણું, તન ત્રફડે તે ત્રણે તણું.
જવા થયા વણુ પાણી પ્રાણ, બાંધવ પ્રત્યે બોલ્યો વાણુ;
વડ મોટા હુતો ગંભીર, જઇ ઉતર્યો તેને તીર.
આયુષ મારૂં આવી રહ્યું, ગળું મારૂં તો સૂકાઇ ગયું;
જીવ જરૂરપણે જાય છે, પાણી પાણી ચિત્ત ચા'ય છે.
પ્રધાન કહે રાખોજી ધીર, એક ઘડીમાં લાવું નીર;
એમ કહીને ઝાડે ચડયો, કૂપ વેગળો દૃષ્ટે પડયો.
રાજા મૂકયો વડની હેઠ, ગયો પ્રધાન પાણીને નેટ;
રાજા ધ્યાન ઇશ્વરનું ધરે, પાણી પાણી મુખથી કરે.
પાણી પાણી ઝંખે જેટલે, પડી ધારા પાણીની તેટલે;
ધન્ય પ્રભુ મોટા મહારાજ, તુજવણુ કોણુ કરે એ કાજ.
સોના કેરો પ્યાલો ધર્યો, પલક એકમાં પૂરો ભર્યો;
માંડી મુખ પીએ જેટલે, પોપટ ચિત્ત ચેત્યો તેટલે.
મારી ઝડપ તરત તે તીર, પ્યાલો ઢોળી નાંખ્યો નીર;
ભૂપતીએ તો કોપજ કર્યો, પાછો ફરીને પ્યાલો ભર્યો.
બીજી વાર માંડે છે મુખે, પોતે પીવા કાજે સુખે;
પોપટ પંખ જોરે ઝાડીઓ, પ્યાલો કરમાંથી પાડીઓ.
ચઢી રાયને ઝાઝી રીસ, મરડી નાંખ્યું શુકનું શીશ;
ફરીને પ્યાલો ધરિયો જ્યાંહ, પ્રધાન આવ્યો પલકજ માંહ.
પાયું શીતળ નિરમળ નીર, વાતો કરવા બેઠા વીર;
અરે રાય મૂરખ હારિયો, શામાટે પોપટ મારિયો.
કોતુક માંડી તેને કહ્યું, અહિયાં તો એક અચરજ થયું;
તમો ગયા ત્યાં લેવા નીર, મેં સંભાર્યો શ્યામ શરીર.
ક્ષણુ એક નવ લાગી વાર, ઉંચેથી થઈ જળની ધાર;
પ્યાલો ભરી પીઉં જેટલે, પોપટડે પાડયો તેટલે.

એકવાર મેં માફજ કર્યો, બીજી વારનો પ્યાલો ધર્યો;
પીવા કર્યો અમૃત કોળિઓ, તરત દેખતાં તે ઢોળીઓ.
લાગી ચીત મારામાં ચોટ, મરડી નાંખી ક્રોધે કોટ;
એટલે તરત તમે આવીઆ, લક્ષ વશ્ચા પાણી લાવીઆ.
તે પીતામાં ટાઢો થયો, પ્રતિ ઉત્તર પ્રધાને કહ્યો;
એ તો કારમિ વાતો વીર, અંત્રિક્ષથી નવ આવે નીર.
એ તો વાત વદી જે તમે, તે તો કેમ મનાયજ અમે,
અદકો સંશય મનમાં અડયો, વાળી કાછડો વડલે ચડયો.
વડલામાં છે એક વિવેક, સમળીનો માળો છે એક;
અજગર એક લાવી છે તેહ, ફોલી ખાય છે તેનો દેહ.
ઝેર કાળજેથી નીકળ્યું, નીર તેમાંથી ધરણી ઢળ્યું,
સેહજે અડતાં શી ગત થાત, પલક એકમાં પ્રાણુજ જાત.
જીવ્યો તું જે આપોઆપ, તે તો પોપટનોજ પ્રતાપ;
દૃષ્ટે દીઠું તે દૃષ્ટાંત, ભાગી મનની ભાવે ભ્રાંત.
એ શુ મેં કર્યું છે કામ, માર્યો પોપટ ફાંસૂ આમ;
પેટ પાળી મારીને મરૂં, પોપટ પાખે દેહ ન ધરૂં.
પ્રાછવીઓ પોતેજ પ્રધાન, ઉતાર્યું મહીપતિનું માન;
પ્રથમ ન સમજ્યો તે મન સાથ, હવે શીદને ઘસે છે હાથ ?
સાંભળરે સતવાદી રાય, વિમાસણ કીધે શું થાય ?
સાહસ કર્મ કરે જન જેહ, આ રીતે પસ્તાએ એહ.

### દોહરો.

સાહસ કર્મ કર્યા થકી, હોય હર્ષનો નાશ;
દેખો એ દૃષ્ટાંતથી, કહે કવિ શામળદાસ.

---

## ૫૦. મરણના ભય વિષે.

### રાગ ધોળ.

આ તન રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગેજી;
અસંખ્ય ગયા ધન સંપતિ મેલી, તારી નજરો આગેજી.

અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગાં ઘાલેજી,
જોબન ધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલેજી.
જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઇ ડોલેજી;
મગરૂરીમાં અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલેજી.
મનમાં જાણે છે મુજ સરખો, રસીઓ નહિ કોઇ રાગીજી,
બા'રે તાકી રહી બિલાડી, લેતાં વાર ન લાગેજી.
આજ કાલમાં હું તું કરતાં, જમડા પકડી જાશેજી;
બ્રહ્માનંદ કહે ચેત અજ્ઞાની, અંત ફજેતી થાશેજી.

---

## ૫૧. પરમેશ્વર સાથે પ્રિતિ કરવા વિષે.

### રાગ ગરબી.

કર પ્રભુ સંગાતે દઢ પ્રીતડી રે, મરી જાવું મેલીને ધન માલ;
અંતકાળે સગું નહિ કોઇનું રે—ટેક.
સંસ્કારે સંબંધી સરવે મળ્યું રે, એ છે જુઠી માયા કેરી જાળ; અં૦
મારૂં મારૂં કરી ધન મેળવ્યું રે, તેમાં તારૂં નથી તલ ભાર; અં૦
સુખ સ્વપ્ન જેવું સંસારનું રે, તેને જાતાં ન લાગે વાર; અં૦
માટે સેવ તું સાચા સંતને રે, તારાં ટળશે ત્રિવિધિ તાપ; અં૦
અતિ મોટા પુરૂષને આશ્રયે રે, બળે પુરવ જનમનાં પાપ; અં૦
એવું સમજીને ભજ ભગવાનને રે, સુખકારી સદા સુખ ધામ; અં૦
દેવાનંદનો વહાલો દુઃખ કાપશે રે, મન વાંછિત પુરણ કામ. અં૦

---

## ૫૨. દર્દીને ઓસડ આપવા વિષે.

### દોહરા.

ઓસડ આપો અસુખીને, જીવન આપે જેમ;
તરતજ પામો તો તમે, પુરો પ્રભુનો પ્રેમ.

### ભુજંગી છંદ.

પ્રભુનો તમે પામવા પ્રેમ પૂરો, નહિ આજ ઉદ્યોગ રાખો અધૂરો;
પીડા પામતા લોકના થોક પાળો, દવા દાન દે દર્દીનાં દર્દ ટાળો.

શરીરે સુખી તો સુખી સર્વે વાતે, શરીરે દુખી તો દુખી છે સદા તે;
દિલે લો દયા દીન દેખી દુખાળો, દવા દાન દે દર્દીનાં દર્દ ટાળો.
જરાએ જુઓ જોડીને જીવ જ્યારે, ભલું પુણ્ય તે ભાસશે સૌથી ભારે;
રૂડા સજ્જનો જીવ રાખી દયાળો, દવા દાન દે દર્દીનાં દર્દ ટાળો.
સજે સૌ થકી શોભિતી વૈદ્યશાળા, ભણ્યા ને ગણ્યા વૈદ્ય રાખો રૂપાળા;
કરો દૂર જે વૈદ્ય દીસે દગાળો, દવા દાન દે દર્દીનાં દર્દ ટાળો.
વડી વૈદ્યશાળા વડા વૈદ્ય થાપે, અનંતા દુખી જીવ આશિષ આપે;
અરે દ્રવ્ય એવેજ રસ્તે ઉછાળો, દવા દાન દે દર્દીનાં દર્દ ટાળો.
અહો દેવ એને ભલે દ્રવ્ય આપ્યું, દવા દે દુખી લોકનું કષ્ટ કાપ્યું;
હઠયો રોગ જેથી હતો જે હઠાળો, દવા દાન દે દર્દીનાં દર્દ ટાળો.
અખે કીર્તિ આ લોકમાં એમ આવે, પ્રભૂ રીઝ પામી પૂરો પ્રેમ લાવે;
ભલું નામ વિખ્યાત ભૂમધ્ય ભાળો, દવા દાન દે દર્દીનાં દર્દ ટાળો.
કશા રોગને ટાળવા કામ કીધું, દીસે આજ એ તો અભેદાન દીધું;
તજે રોગ રોગી નિરોગી નિહાળો, દવા દાન દે દર્દીનાં દર્દ ટાળો.
શીખી સાંભળી અંતરે છંદ આણો, ખરા સજ્જનો જીવમાં ખૂબ જાણો;
રૂડી વૈદ્યશાળા રચો ઠામ ઠામે, મુખે એજ માગ્યું દલપત્તરામે.

---

## ૫૩. દગા વિષે.

### ઇંદ્રવિજય છંદ.

ફેરવી રૂપ દગાથી ફસાવી, અરે નર અંતર ફોકટ ફૂલે,
છાની રહે નહિ છેક હમેશ, ખરેખરી વાત કદી પણ ખૂલે,
ભોળવીએ ભરમાવી ભલે પણ, ભોળપણે ફરીથી નહિ ભૂલે;
કાગળ હાંડલી કોઇ કરે કદી, એકજ વાર ચડે પણ ચૂલે.

ક૦ દ૦ ડા૦

---

## ૫૪. સંપ તથા ઉપદેશ વિષે.

### દોહરા.

સંપથકી સુખ ઉપજે, સંપથી જાય કલેશ;
જેના ઘરમાં સંપ નહિ, સુખ તેને નહિ લેશ.
તે માટે તુજને કહું, અંતર રાખી ઉમંગ;
લાલચ છોડી લક્ષ્મીની, સંપતણો કર સંગ.

### છપ્પો.

કૌરવ પાંડવ કુળ, મૂળથી નાંખ્યાં ખંડી;
જો લક્ષ્મીને કાજ, સંપની ઇચ્છા છંડી.
બહુ હિંદુનાં રાજ, સંપ તજવાથી તુટ્યાં;
દિલ્હિપતિ સુલતાન, સંપ જાતે ઘર ફૂટયાં.
પરિપૂરણ લક્ષ્મી પામીને, સંપ વિના નહિ સુખ લહે;
હોય ઘરમાં ઘણો કુસંપ તો, મોટા પણ મરવા ચહે.

### દોહરા.

મળે સભામાં માન બહુ, ઘર ધન કોશ વિશાળ;
જે નરને ઘર સંપ નહિ, હીણા દીસે હાલ.
તન રોગી શિર શત્રુતા, ધન આવે ને જાય;
પણ જો સંપ કુટુંબમાં, શીતળ રહે સદાય.
જગમાં બહુ જન ધનવિના, સંપથકી સુખવંત;
સાખ પૂરે સંસારમાં, એની લોક અનંત.

---

## ૫૫. ઉપદેશ.

### પ્લવંગમ છંદ.

છત્રે થાતી છાંય છડીધર છાજતા;
હાથી હોદ્દા માંય રસિક બિરાજતા.
આયુષ રિદ્ધિ અનેક ભરેલી ભાગ્યમાં;
એ સુતા દિન એક ઉછળતી આગ્યમાં.
ભોગવતા ઉપભોગ મહા સુખ માણતા;
જોતાં જોગ અજોગ જરી નહિ જાણતા.
કીધા દામ કરોડ ખજાને ખાણમાં;
સૂતા તાણી સોડ મસીદ મશાણમાં.
ઇંદ્રપુરી અનુસાર નગરીઓ નોખમાં;
કોટીધજ સાહુકાર ગરજતા ગોખમાં,
સુંદરીઓ ગુણસાર મહા ગુણ મર્દમાં;
કોણજાણે કઇ ઠાર ગઇ મળી ગર્દમાં.
માટે મારા મિત્ર વિચારો વાતરે.
પાપી મટો પવિત્ર ભલા થઇ ભ્રાત રે,
જીવનનું ફળ જાણી ભજો ભગવાન રે;
અંતર પ્રીતિ આણી ધરો નિત ધ્યાન રે.

## મહિદીપ છંદ.

શ્યામ ચરણ સ્મરણ મિત્ર સરસ રીત સાચી,
તે વિના ત્રિલોક મધ્ય ક્રોડ વાત કાચી;
હસ્ત, ચરણ, કરણ, નાક, તેં કૃપાળ કીધું,
નેત્ર, વદન, દંત આપી જ્ઞાન દાન દીધું.
ખાન પાન ચીજ ખુબ એજ આજ આપે,
ભૂખ, તરશ, ઠંડ તાપ કષ્ટ સર્વ કાપે;
તે તને ઘડીક એક એક યાદ આણે,
તું અભાગી દુષ્ટ ઇષ્ટ દેવને ન જાણે.
જો વિચારી જીવ જન્મ પામીને શું પામ્યો ?
ભક્તિનો ન જુક્તિ જાણી પાપ કાંપ જામ્યો.
કે હજી ઉપાય થાય તો ઘણુંજ સારૂં,
જે ઘડીક જાય ઓછું થાય આયુ તારૂં.
કo દo ડાo

---

## પદ. પ્રભાતનું વર્ણન.

### પ્રભાતિ.

મળી માત ને તાત પ્રભાતમા પુત્રીને.
સુણુ કહે વાત ગઇ રાત વીતી:
ઉઠી અત્યારમાં અધમ ઉદ્ધારમાં,
જગત કરતારમાં જોડ પ્રીતિ. ટેક.
વેગળાં કુંકડા કૂકડાં બોલીઆં,
બોલીઆં દ્વાર દરબાર કેરાં:
જાગીઆ લોક તે ઉદ્યમે લાગીઆ,
વાગીઆ ઘંટ જ્યાં દેવ દેરાં. મળી.
ઉદિત આદિત્ય આભાસ આકાશમાં,
ચંદ્રપ્રકાશ તો નાશ પામ્યો:
પીગળીને પાણી થઇ ઝરણુમાં જાયછે,
હોય જે હિમથી બરફ જામ્યો. મળી.

ચકલાં ચકચક કરે કાગ કાકા કરે,
હંસ, પોપટ, મેના મધુર બોલે;
રાગ પ્રભાતિ કોઈ ગાય ખુસ થાયછે,
ગાય ભેંસો ગળે બંધ ખોલે. મળી૦
ઘંટીના ઘોર સુણ જોરથી જો વળી,
મસીદમાં બાંગ મુલ્લાં પોકારે;
સ્નાન કરી સુંદરી જલ ભરી જાય છે,
ન્હાય છે કંઇક નદીને કિનારે. મળી૦
જો તું દીવો જઈ જોત ઝાંખી થઇ,
ચોર ને ઘૂડ સંતાઈ પેઠા;
પદ્મ પ્રફુલ્લિત થયાં પતિત થઇ પોયણી,
બગ ઠગો જઈ નદી ઘાટ બેઠા. મળી૦
ખેડુ ખેતી કરે સોની સોનું ઘડે,
લોહ લુહાર કંસાર કાંસુ;
નાર મરનારને રાગ તાણી રૂએ,
આંખમા એક નહિ હોય આંસુ. મળી૦
ઊઠી નર નારીઓ ઉઘડી બારીઓ,
દેખ મહીઆરીઓ મહી વલોવે;
જો વટેમારગુ જાયછે વાટમાં,
ઘાટમાં ધોબીજન વસ્ત્ર ધોવે. મળી૦
ધીર શૂરવીર તે ધનુરવિદ્યા ધરે,
રાજ દરબાર વાજીંત્ર વાજે;
ચોકી બદલાય છે ચોક છંટાય છે,
રાય જઈ બાગ મધ્યે બિરાજે. મળી૦
કુળવતી નારી સંતાન સંભાળતી,
મધુર મુખ બોલતી બોલ ઊઠી;
બાળને મારતી ધણીને ધમકાવતી,
ફુવડ રંડા કરે કલેશ રૂઠી. મળી૦
હોય ધનવંત ધીમંત ધોઇ દંતને,
સ્નાન કરી સરસ સુગંધી સુંઘે;
આળસુ, એદી, ને અકલના આંધળા,
અફીણીઆ એ સમે ખુબ ઊંઘે. મળી૦

આ સમે ઊઠી અભ્યાસ જે આદરે,
આઠ દશ માસમા અર્થ સાધે;
વનતણા પવનને સેવતાં આ સમે,
થાય આરોગ્ય તન વરસ આધે. મળી૦
વીસરી હોય તે વાત પણ સાંભરે,
આ સમે ઉઠી જો યાદ કરીએ:
કઠણ જે દલપત્તરામનું કામ છે,
કાવ્ય કલ્લોલ તે તરત તરીએ. મળી૦

---

## ભાગ ત્રીજો.

---

# ૫૭. શામળભટની કવિતાઓ.

### શું તજવું?

પરહર મનવિણ દાન, હેત વિણ પરઘર જાવું;
પરહરે બાળશું ખ્યાલ, ચાહવિણ પરહર ચાહાવું
પરહર વડાશું વેર, મિત્ર પરહર જે ઘાતી.
પરહર લંપટ ગુરૂ, દૃષ્ટની પરહર જાતી.
પરહર જે મીઠા લાલચી, પરહર લાંચ લે પાંચમાં
શામળ કહે પરહર પ્રેમદા, અન્ય પુરૂષની આંચમાં.
બાળ પરાણે પ્રીત, બાળ નિરધનનું જીવ્યું.
બાળ કુબુદ્ધિ બુધ, બાળ ખારૂં જળ પીવું.
બાળ સૂમની સેવ, બાળ કપટીઘર નાણું.
બાળ ચુગલીની ચાલ, બાળ બકરી દુઝાણું.
વળી બાળજ વસવું સાસરે, બાળ બનેવી ઘર જવું:
શામળ કહે બુદ્ધિ બાળ જે, દરીદ્રિ થઇ ડાહ્યા થવું.

### નઠારૂં શું?

બાળ મુરખશું મેળ, બાળ જે પાપે રળવું;
બાળ નિર્લજ વેપાર, બાળ અણમળતે મળવું.
બાળ ગુણવિણ રૂપ, બાળ વગડામાં વસવું;
બાળ બહુ બકવાદ, બાળ હરદમ જે હસવું.

વળી બાળ ઉપાસન ભૂતનું, બાળ વિદ્યાવિણુ નામને;
વળી બાળ દેહ દાતાર વિણુ, બાળ વૃદ્ધવિણુ ગામને.
બાળ વસવું મોસાળ, બાળ જીવણુ સુખ ધરનું;
બાળ બનેવી ઘેર, વશીને ભરણુ ઉદરનું.
બાળ દિકરીના દામ. બાળ શત્રુઘર શરણે;
બાળ કુંડળો કાન, કથા ન શુણિ કદિ કરણે.
બાળો પરવશ પેટારથી, આદર વિણુ ઉદર ભરે;
શામળ કહે બહુધા બાળ જે, સપુત વસે સસરા ઘરે.
બાળ માગવી ભીખ, બાળ કાસદિયું કરવું.
બાળ ચોરીનું વિત્ત, પારકું ધન જે હરવું.
બાળ વૈતરૂ વેઠ, ભાર લેવો નિત્ય શીશે;
બાળ પુરૂષ પરવશ, દીનતા નિશદિન દીશે.
વળિ બાળ પંથ જે પાપનો, બાળ એકલ શૂરા થવું;
શામળ તે ધંધો બાળ જે, વિદેશ જનમારો જવું.

## ૫૮. લોકને પ્રીતિ ઉપજવાનાં ૩૨ કારણોના છપ્પા.

હાકમ વિનય વિવેક, શાહાણપણુ ને સત્ય જેમાં;
વિદ્યા વપુ શુભ વાત, પ્રીય પોશાક તેહમાં.
નાદ નૃત્ય કવિગાન, દાન ડાહપણુ ગુણુ અર્થે;
કરમ શરમ નરમાઇ, ન્યાયી કુળ શૂર સમર્થે.
જપ તપ જુગતી જર જો મળે, લાયક મલ્લ નટ રીતનાં;
પેખક લેખક શામળ કહે, લક્ષણુ બત્રિશ પ્રીતનાં.

## ૫૯. પદ્માવતીમાંથી સમશ્યા.

### દોહરા.

**પ્રશ્ન.** નારી બોલી નેહશું, તમો છો ચતુર સુજાણુ;
પાંચ "પ" વહાલા પુરૂષને, તેનાં કરો વખાણુ.
**ઉત્તર.** પાન પાઘ ને પદ્મણી, પરિમળ ને પોશાગ;
પાંચે વહાલાં પુરૂષને, વળિ પૂછ સદ્ભાગ.
**પ્રશ્ન.** ધન ધન તારી સૂઝને, ધન ધન રાજકુમાર;
પાંચ "ક" વહાલા કામની, એહ હવે ઉચ્ચાર.
**ઉત્તર.** કાજળ કંકુ કંચવો, વળી કસુંબો કંત;
પાંચ "ક" વા'લા પદ્મણી, સુણજે નાર સુચંત.

પ્રશ્ન. જુગતું બોલ્યા જાણીતા, લાગી મનશું રાડય;
પાંચ કકા નથી તુજ કને, તે તું કહી દેખાડય.
ઉત્તર. કુડ કપટ કુલક્ષણો, કુડિજાત કુનારિ;
એ પાંચે નથી મુજકને, સાંભળ રાજકુમારિ
પ્રશ્ન. કહો છો છૈયે એકલા, તમ સાથે છે સાત;
પ્રગટ દેખું છું તમ કને, તે કહો સાચી વાત.
ઉત્તર. તીર તરકસ તરવાર ને, ભાલો ને તોખાર;
ઢાલ અને વળી ચાબકો, સાત સાથી છે સાર.
પ્રશ્ન. પંખી ઉડે જીવ વિના, બેસે જેની ડાળ;
મૃત્યુ પમાડે દેખતાં, કહો મુજને ભૂપાળ.
ઉત્તર. કુંવર કહે સુણ કામની, સૌ હું સમજ્યો એહ;
સમશ્યામા સમજાવિયો, તીર કહી જે તેહ.
પ્રશ્ન. ઉત્તમ કુળથી ઉપની. તાત તણો જે તાત;
તે સાથે વિવા કર્યો. સમજે સજ્જન વાત.
ઉત્તર. મહિપતી કહે સુણ માનની, ઉત્તર આપું એહ;
એ સમશ્યા હું સમજીયો, તક્ર કહીજે તેહ.
ચોપાઇ. એવાં વચન વનિતાયે કહ્યાં, રાજકુમારે મનમાં લહ્યાં;
પ્રતિ ઉત્તર એનો આપિયો, સ્રીને મન ભૂપતિ ભાવિયો.
દોહરો. રામાને રાજા કહે. છો તમે ચતુર સુજાણ;
અમને ઉત્તર આપિયે. બોલ્યો રાય પ્રમાણ.

## સમશ્યા.

પ્રશ્ન. એક નરે સ્રી શોભતી, સ્રીને વા'લો અપાર;
ગળસ્થળે ચુંબન કરે. તે કહો રાજકુમાર.
ઉત્તર. કુંવરી કહે અકોટડી, તમે પુછિયુ તેહ:
બીજું પુછો રાયજી. ઉત્તર આપુ એહ.
પ્રશ્ન. સત નર બાંધ્યા બંધને, મળી થયો નર એક;
તે નર તારી પાસ છે. વહાલો સ્રીને વશેક.
ઉત્તર. કુંવરિ કહે સુણ રાયજી, ઉત્તર આપું એહ;
હાર નામ છે એહનું, તમે બતાવ્યો તેહ.

## ચોપાઈ.

રાજાએ જે પુછી વસ્ત. સ્રીયે ઉત્તર કર્યા સમસ્ત:
એક એકથી અદકી ચાતુરી. બાંધી ન શકે કોઇ બાકરી.
માંહો માંહે હરખજ ધરે. ત્યાં વિહંગનો સખી ઉચ્ચરે;

તમો બેઉ છો ચતુર સુજાણ, તમ આગળ મુજમતિ આ
બાઈ જો મન માને તાહરૂં, રાજા સાથે વાતો
કુંવરિ કહે બોલજે સત્ય, મારા લૂણની રાખે
હરખ ઘણો હઈએ આણિયે, બોલીયે જો બોલી જાં

## દોહરા.

પર પરાક્રમ પર ચાતુરી, પર લક્ષ્મી પર નાર
તે શું વાદ ન કીજિયે, સાંભળ રાજકુમાર

## ચોપાઈ.

વિહંગના વાણી ઉચરે, હેતે રાજા હઈડે ધરે,
તમો મુખે વદતા લાજિયે, એક વેળ ઉત્તર આપિયે.

## દોહરા.

**પ્રશ્ન.** ચાલે છે પણ ચરણ નહિ, ઉડે પણ નહિ પાંખ;
લાખે સાચો નવ રહે, સઉકો દેખે આંખ.
**ઉત્તર.** ઉડે તે આકાશભણી, ઘરમાં રહે ગંધાટ;
ધુમાડા નિર્ધારિયે, વિચરે વસમી વાટ.
**પ્રશ્ન.** ચંચુ પણ ચકવી નહિ, માંજારિ મુખ શામ;
બે જીભો નહિ નાગણી, નરપત કહો તે નામ.
**ઉત્તર.** ડાહ્યાના દિલમાં વસે, પંડિતને પ્રિય પુર;
લક્ષણ જોતાં લેખણી. નાણાવટીનું નૂર.
રાજા મન રિઝયો ઘણું, જોઇ ચતુરાઈ એહ;
સાચું બોલ સલક્ષણી. તું નહિ દાસી દેહ.



મને સારી શિક્ષા શીખાવી સુધાર્યો,
વળી આપી વિદ્યા વિવેકે વધાર્યો;
ભલી વાતના ભેદ સીધા દિધા જી,
ભલા કેમ આભાર ભૂલું પિતાજી.
કદી કોટી કોટી સહી કષ્ટ કાયા,
મને છાતીમાં લૈ કિધી છત્ર છાયા;
અતિ પ્રાણથી પ્યાર જે આણુતા જી,
ભલા કેમ આભાર ભૂલું પિતાજી.
મને દેખી અત્યંત આનંદ લેતા,
મુખે માગી વસ્તુ મને લાવી દેતા;
પુરો પાડ તેતો ભુલે પુત્ર પાજી,
ભલા કેમ આભાર ભૂલું પિતાજી.
વડા વાંકમાં આવું તો રાંક જાણી,
દીધો દંડ દેતાં દયા દીલ આણી;
તજી સ્નેહ દેહે ન દીધી પીડાજી,
ભલા કેમ આભાર ભૂલું પિતાજી.
ભણાવી ગણાવી કીધો ભાગ્યશાળી,
તથા તુચ્છ જેવી બુરી ટેવ ટાળી;
જનો મધ્ય જેથી રહી કીર્તિ ગાજી,
ભલા કેમ આભાર ભૂલું પિતાજી.
લીધો લાવ ને લેશ જે લાવ સારો,
ગણું ગુણ હું તાત તે તો તમારો;
સદા સુખ સારૂ ઉપાયો સજ્યા જી,
ભલા કેમ આભાર ભૂલું પિતાજી.
મને નિર્ખતા નેત્રમાં નીર લાવી,
લઈ દાબતા છાતી સાથે લગાવી;
મુખે બોલતા બોલ મીઠા મીઠા જી,
ભલા કેમ આભાર ભૂલું પિતાજી.

હતો બાળ હું આજ સુધી અજાણ્યો,
ઉરે આપનો ગુણ એકે ન આણ્યો;
હવે હું થયો જાણીતો આજ આ જી,
ભલા કેમ આભાર ભૂલું પિતાજી.

જગન્નાથજી જીવતો રાખશે જો,
હયાતી તમારી અમારી હશે જો;
કરૂં સેવના સ્નેહ સાથે સદા જી,
ભલા કેમ આભાર ભૂલું પિતાજી.

ભણે ભાવથી જો ગણે છંદ સારા,
પિતુ ભક્તિ પામી ન થાશે નઠારા;
રૂડું જ્ઞાન લે લાગશે શૂભ કામે,
રચ્યા છે રૂડા છંદ દલપત્તરામે.

---

## ૩૬. ચોરીના માલ વિષે.

### ચોપાઈ.

કાચો પારો ખાવો અન્ન, તેવું છે ચોરીનું ધન;
કાચી ખાવી છે હડતાળ, તેવો છે ચોરીનો માલ.
માથા ઉપર ભમે જયમ કાળ, તેવો છે ચોરીનો માલ;
કૌવચ્ચ અડતાં ઉપડે ખાલ, તેવો છે ચોરીનો માલ.
ગાણાં આગળ જેવી ગાળ, તેવો છે ચોરીનો માલ;
કુડાં ચડાવે માથે આળ, તેવો છે ચોરીનો માલ.
અગ્નિ કેરી જેવી ઝાળ, તેવો છે ચોરીનો માલ;
જીવતી માખ ગળે કો ધણી, લખમી ન પચે ચોરી તણી.
આખું કોળું શાક ન થાય, વાસીદે સાંખેલું જાય;
તે તો જોવા જેવો તાલ, તેવો છે ચોરીનો માલ.
સાહે છછુંદરને મુખ સાપ, મરે તરત તે ગળતાં આપ;
થાય આંધળો તજતાં હાલ, તેવો છે ચોરીનો માલ.
માળી છીંડે રાખે છુટ, બકરૂં કાઢતાં પેસે ઉંટ;
ફાંસ કાઢતાં પેસે સાલ, તેવો છે ચોરીનો માલ.
રહે ન છાનું દહાડો રાત, વાએ ઉડી જાયે વાત;
થાય ન તેનો કરતાં થોભ, જાય બિલાડી મોભા મોભ.

(કવિ શામળભટ).

# ૩૭. બોલ્યું પાળવા વિષે.

## ભુજંગી છંદ.

વિના ટેકવાળા બહુ બોલી વાળે,
પછી આપનો બોલ એકે ન પાળે;
તમે ટેવ તેવી ન રાખો નઠારી,
પળે તેટલા બોલ બોલો વિચારી.
પુરો બોલ પાળે વધે તોલ તેનો,
ઘટે તોલ જુઠો પડે બોલ જેનો;
ન રાખે ભરોંસો નરો કોઈ નારી,
પળે તેટલા બોલ બોલો વિચારી.
નહિ વેણ જાશો ભલે જાય નાણું,
અરે હું ન એનો કશો શોક આણું;
ધરો ટેક એવી ઉરે ધીર ધારી,
પળે તેટલા બોલ બોલો વિચારી.
સુણ્યા શૂર વીરો ઘણા સત્યવાદી,
મુઆ વેણમાં રીત એવી અનાદી;
વધી લાજ આ લોકમાં લાભકારી,
પળે તેટલા બોલ બોલો વિચારી.
કહે તે કરે માનવી એજ મોટો,
ખુએ વેણ તે તો ખરો ખુબ ખોટો;
અરે નાંખશે માન એ તો ઉતારી,
પળે તેટલા બોલ બોલો વિચારી.
ભસે તે નહિ કૂતરો ચર્ણ કાટે,
લબાડી લહે ઉપમા એજ સાટે;
બકે એજ લજ્જા જવા જોગ વારી,
પળે તેટલા બોલ બોલો વિચારી.
સરે સુખ કે ઊપજે દુ:ખ અંગે,
રહો રાત દા'ડો કહો એજ રંગે;

ભલા લોકમાં પામશો લાભ ભારી,
પળે તેટલા બોલ બોલો વિચારી.
સુતાં ઉઠતાં બેસતાં વાત સાચી,
કહો વેણુ મોટું નહિ શક્તિ કાચી;
ઠરી બેસશો એ થકી ઉંચ ઠામે,
રચ્યા છે રૂડા છંદ દલપત્તરામે.

---

## ૩૮. કષ્ટ નષ્ટાષ્ટક.

### ભુજંગી છંદ.

અહો દેવ હું તો સદા દાસ તારો,
પ્રભુ તું મને પ્રાણથી પૂર્ણ પ્યારો;
મને આપ અત્યંત આનંદ આપો,
કૃપાનાથ, મારૂં મહા કષ્ટ કાપો.
પુરો હું બુરો પ્રાણી છું છેક પાપી,
તમે તો દયાવંત દીસો તથાપિ;
છુટે પાપ જો આપની છાપ છાપો,
કૃપાનાથ, મારૂં મહા કષ્ટ કાપો.
સગામાં સગો તો પ્રભુ તુંજ સાચો,
કહું શી કથા હું વૃથા વાદ કાચો;
થશે સર્વ સારૂં શિરે હાથ થાપો,
કૃપાનાથ, મારૂં મહા કષ્ટ કાપો.
મને આ સમે કોણ આરામ આપે,
કહો કોણ આ પાપ સંતાપ કાપે ?
બન્યો બાળ હું, તું બન્યો શ્રેષ્ટ બાપો,
કૃપાનાથ, મારૂં મહા કષ્ટ કાપો.
મને આજ આ આપદાથી ઉગારો,
તમે શોક સિંધુ થકી સદ્ય તારો;